સટીક

# દશાવતાર સ્તોત્ર.



( ભિન્ન ભિન્ન વૃત્તમાં )

પ્રત્યેક વૃત્તનાં કાવ્યશાસ્ત્રોક્ત લક્ષણ ઉદાહરણ.

તથા

**દશાવતારની સાખીઓ સાથે.**

**ગીતિ.**

दशावतारः सुखदकरः सुरसभाजनविभूतिः ।
दयसदनवर्ती हरिदीपस्तत्तमो हरतात् ॥

રચનાર.
પંચનદી ગટ્ટુલાલ ઘનશ્યામજી.

મુંબઈ.
સુબોધપ્રકાશ પ્રેસ.

સંવત્ ૧૯૪૬ સને ૧૮૯૦.
કીમત ૩ આના.

| | | .ામ. | પૃષ્ઠા |
|---|---|---|---|
| ૧ | મત્સ્ય. | ીડિત. | |
| ૨ | કૂર્મ. | પૃથ્વી. | |
| ૩ | વરાહ. | વસંતતિલકા. | ૬. |
| ૪ | નરસિંહ. | મંદાક્રાંતા. | ૭. |
| ૫ | વામન. | સ્ત્રગ્ધરા. | ૮. |
| ૬ | પરશુરામ. | ગીતિ. | ૧૦. |
| ૭ | શ્રીરામ. | શિખરિણી. | ૧૧. |
| ૮ | બળભદ્ર (બળરામ). | હરિણી. | ૧૩. |
| ૯ | બુધ. | દ્રુતવિલંબિત. | ૧૬. |
| ૧૦ | કલ્કિ. | ઔપચ્છંદસિક. | ૧૬. |
| ૧૧ | અવતારી શ્રીકૃષ્ણ. | માલિની. | ૧૭. |
| ૧૨ | દશાવતાર સ્તોત્ર. | મરાઠી ચાલની સાખી. | ૧૮. |


---

# દશાવતાર સ્તોત્ર.

શ્રી હરિના મત્સ્ય, કચ્છપ, વરાહ, નરસિંહ, વામન, પરશુરામ, શ્રીરામ, બલરામ, બુધ, કલ્કિ, આ દશ અવતારો અનેક પુરાણોમાં અને કાવ્યોમાં પ્રસિદ્ધ છે. જયદેવ વગેરે મહાકવિયોએ "ગીતગોવિંદ" વગેરે ગ્રંથોના આરંભમાં સંક્ષેપે દશાવતારનું વર્ણન આપેલું છે. તેમ અમે પણ અમારા "આર્યસમુદય" ના આ પ્રથમ પુસ્તકમાં એકેક અવતારનું એકેક શ્લોકમાં વર્ણન કરી ભગવદ્ ગુણાનુવાદથી સ્વવાણીને વિશેષ સૌભાગ્ય ભરિત કરવા ઇચ્છિયે છીએ. આ દશ અવતારના વર્ણનમાં જુદાં જુદાં દશ વૃત્તો રાખવામાં આવ્યાં છે. સમાપ્તિમાં જેમ જયદેવ પ્રભૃતિ કવિયોએ અવતારી મૂળરૂપનું વર્ણન કર્યું છે, તેમ આ સ્તોત્રમાં પણ એક શ્લોકમાં કર્યું છે. શ્રીહરિયે મીનનું રૂપ ધર્યું તેનેમાટે હેતૂત્પ્રેક્ષાથી એક કારણ અને ફલોત્પ્રેક્ષાથી એક પ્રયોજન બતાવી પ્રથમ શ્લોકમાં મત્સ્યાવતારનું વર્ણન લખીએ છીએ.

## ૧. મત્સ્યાવતાર.

(શાર્દૂલવિક્રીડિત.[૧])

લક્ષ્મી લોચન પીન મીન સમ છે, તેના સદા ધ્યાનથી,
છોડી પૂર્ણ સુભક્તિ દૂર ન જવા, ભક્તો મનઃ સ્થાનથી;
પોતે મીન થયા લયાબ્ધિ તરવા, વેદાર્થ જે પાય છે,
તે સત્યવ્રતભૂ અહીન ગુણથી, અદ્યાપિ બંધાય છે.

---

૧ આ સ્તોત્રનો પ્રત્યેક શ્લોક જુદા જુદા વૃત્તનો છે. એમ કરવાનું કારણ એ કે પ્રાસંગિક તે તે વૃત્તોનાં લક્ષણો પણ લોકોને જણાવી દેવાં, જેથી કવિતાના રસિકોને તે યાદ રાખવા સુલભ પડે. કવિતામાં બે પ્રકારનાં વૃત્તો હોય છે. ૧. વર્ણવૃત્ત, ૨. માત્રાવૃત્ત. વર્ણવૃત્તમાં નિયત અક્ષરો અને માત્રાવૃત્તમાં નિયત માત્રાની ગણના હોય છે. છંદશાસ્ત્રપ્રમાણે અક્ષરોના ઉચ્ચા-

લોચનને જેમ કમળ, ખંજન,* ભ્રમર વગેરના ૦.
તેમ મીનની પણ ઉપમા કવિ સંપ્રદાયમાં પ્રસિદ્ધ છે. મીનના
નાસિકા પાસે આવેલી નેત્રની અણી અને પૂછને ઠેકાણે કાન.
જેમ મીન લાંબુ હોય તેમ નેત્ર વિશાળ હોય તો ઉત્તમ. મોટું મા.
જાડું હોય છે તેમજ નેત્ર પણ મોટાં હોવાં જોઇએ. જેમ મીન શરીરે દળ-

રમાં બે ભેદ હોય છે. ૧. લઘુ અને ગુરુ. છંદશાસ્ત્રમાં લઘુની સંજ્ઞા લ અને ગુરુની ગ લખાય છે. ત્રણ ત્રણ અક્ષરોનો એકેક ગણ ગણીને આઠ ગણો પિંગળાચાર્યે કહેલા છે. તેની મ, ય, ર, સ, ત, જ, ભ અને ન એવી સંજ્ઞા કરેલી છે. એ ગણોમાં અક્ષરોનો નિયમ આ પ્રમાણે હોય છે :—

(દોહરો.)

મગણ સર્વ ગુરુ, ય ર ત-લઘુ આદિ મધ્ય ને અંત;
નગણ સર્વ લઘુ, સ જ ભ-ગુરુ અંત મધ્ય મુખ સંત.

મગણમાં ત્રણે અક્ષરો ગુરુ, યગણમાં આદ્યાક્ષર લઘુ અને બીજા બે ગુરુ; રગણમાં મધ્ય લઘુ અને પહેલો છેલ્લો ગુરુ; તગણમાં અંત્ય અક્ષર લઘુ અને પહેલા બે ગુરુ હોય છે, અને નગણમાં ત્રણે લઘુ, સમાં અંતે ગુરુ, જમાં મધ્ય ગુરુ અને ભમાં આરંભે ગુરુ અને તે શિવાયના ત્રણેમાં લઘુ અક્ષરો હોય છે. અક્ષરો ક્યા વૃત્તમાં કેવી રીતે આવવા જોઇએ તે તે વૃત્તના વિમર્શ (ટીપણ foot notes) માં તેજ વૃત્તના શ્લોકના પ્રાયઃ એકજ ચરણમાં જણાવવામાં આવશે. જેથી સંક્ષિપ્ત લક્ષણ ઉપરથીજ તે શ્લોકનું ઉદાહરણ પણ અનાયાસે લોકો જાણી શકશે. આ સ્તોત્રનો પ્રથમ શ્લોક શાર્દૂલવિક્રીડિત વૃત્તનો છે. તે વૃત્તનું લક્ષણ :—

બારે થોભ મસે જસે તત ગએ, શાર્દૂલવિક્રીડિતે.

આ વૃત્તના પ્રત્યેક ચરણમાં ૧૯, ૧૯ અક્ષરો હોય છે. બારમે અક્ષરે યતિ એટલે થોભવાનું હોય છે. અક્ષરોની સંકલનામાં મ, સ, જ, સ, ત, અને ત એ ક્રમથી છ ગણોના ૧૮ અને છેલ્લો ગ એટલે ગુરુ એમ ૧૯ અક્ષરો આવે છે. આ ઠેકાણે એટલું પણ જણાવવું જરૂરનું છે કે છંદશાસ્ત્ર પ્રમાણે ચરણનો છેલ્લો અક્ષર લઘુ હોય તોપણ તેને જરૂર હોય ત્યાં ગુરુ ગણી શકાય છે.

* એક જાતનું ચપળ પક્ષી.

.... .... ...ના હોય છે. તેમ નેત્રપણ ભરાઉ અને
, વચમાં સ્થૂલ એટલે ભ્રુકુટીથી બહાર નીકળતાં હોય તે ઉત્તમ.
ઉતરી ગએલી આંખ સારી નહિ.

..ર લખેલા આકારની આંખો હોય તો અતિ સુંદર લાગે. જેમ નાન જળમાં રહેવાથી સદા ભીનું રહે છે અને એક ઠેકાણે સ્થિર રહેતું નથી પરંતુ તેનું શરીર અત્યંત ચળવિચળ જળમાં થયાં કરે છે, તેમ નેત્રો પણ સજળ જોઇએ. લુખ્ખી આંખો ઉત્તમ નહિ. નેત્રમાં પણ સ્વાભાવિક અત્યંત ચંચળતા હોય તો વિશેષ મનોહર લાગે છે. આ મીનની ઉપમા સ્ત્રીઓનાં નેત્રને વધારે અપાય છે અને ઉચિત પણ તેજ જણાય છે. આ ઉપરથી જગત્જનની લક્ષ્મીના નેત્રને પણ સૌંદર્ય વર્ણન પ્રસંગમાં મીનની ઉપમા અપાય છે.

શ્રીલક્ષ્મીનાં લોચન પીન-સ્થૂલ- મીન સમાન છે. તે સુંદર નેત્રનું ધ્યાન શ્રીહરિના હૃદયમાં સર્વદા રહે છે. તેના નિરંતર ધ્યાનથીજ પોતે પણ મીન બની ગયા હશે કે શું ? આ હેતુ ઉત્પ્રેક્ષા. ભક્તોના મન રૂપી સ્થાનોમાં રહેલા ઉત્તમ ભક્તિરૂપ રસપૂરને એક ક્ષણપણ છોડી દૂર ન જવા મીન થયા હશે કે શું ? આ ફળોત્પ્રેક્ષા. જેમ મીન જરાવાર પણ જળને છોડી શકે નહિ, તેમ ભક્તિરસભરિત ભક્ત હૃદયને ભગવાન્ પળમાત્ર પણ છોડી શકતા નથી. મત્સ્યાવતારમાં એક નાવ આકારનું પૃથ્વીનું રૂપાંતર કરી સત્યવ્રત રાજાને તેમાં બેસાડી, સર્પરાજ-વાસુકીરૂપ દ્રઢનાડાથી તે નાવને પોતાના શૃંગ સાથે બાંધી પ્રલયકાળનો સમુદ્ર તે રાજાને તથા સર્વને તરાવી દીધો અને વેદનો ઉદ્ધાર કીધો તથા સર્વ અર્થો તેઓને સરળ કહી સંભળાવ્યા. આ કથા " શ્રીભાગવત્ના અષ્ટમ સ્કંધના ૨૪ મા અધ્યાયમાં તથા બીજા પણ અનેક પુરાણોમાં પ્રસિદ્ધ છે. અર્થાતર કરી જોઇએ તો આજ પણ તે ચરિત્ર તેવુંને તેવું બને છે. સત્યવ્રતભૂ એટલે સત્યવ્રતરાજાની નાવરૂપ ભૂમિ સાથે અહીન- (અહિ એટલે સર્પ, તેનો ઈન-સ્વામી ) રૂપ દોરીથી પોતે તે સમયે બંધાયલા હતા. આજ પણ સત્યવ્રતભૂ એટલે સત્યની અને વ્રતની અથવા સાચા વ્રતની ભૂમિરૂપ મહાત્મા ભક્તોના અહીન

એટલે અતિ ઉત્તમ પ્રેમરૂપ સુખ ..
સપ્તર્ષિયો તે વખતે મત્સસ્યરૂપ પ્રતાપથી પ્રલયાર્ણવ તર્યા, ત
સુજનો પ્રલયરૂપ સમુદ્રને ભગવદાશ્રયથી તરે છે. અનેક
પ્રલય થાય તોપણ ભગવદ્ ધામમાં રહેલા ભક્તોને કંઈ પણ
નથી. તેજ " શ્રીમદ્ ભગવદ્ગીતા " માં કહ્યું છેઃ—

**प्रलये न व्यथंन्तिच**

અને એ પ્રલયાર્ણવ તરવામાટે વેદ તથા તેના ખરા અર્થો લોકોને પીવડાવે છે એટલે વગર શ્રમે બુદ્ધિમાં પ્રકાશમાન્ કરે છે. મત્સ્યાવતારમાં પણ આ ચરિત્ર છે કે દૈત્ય વેદોને હરી ગયો હતો. તેને મારી પાછા વેદો લાવી બ્રહ્માને સોંપ્યા અને પ્રલયની રાત્રિમાં સત્યવ્રતની નાવને આમ તેમ ખેંચતાં ખેંચતાં સમુદ્રમાં જ્યાંસુધી ક્રીડાકરી ત્યાંસુધીના વખતમાં તે રાજાને તથા ઋષિયોને વેદના ખરા અર્થ તેઓના પ્રશ્નાનુસારે કહ્યા કર્યા. શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ " પુરુષોત્તમ સહસ્રનામ" માંઃ—

**महामीनोऽब्धिसंश्रयः ॥ १२८**
**सत्यव्रतप्रियो गोप्ता मत्स्यमूर्तिधृतश्रुतिः ।**
**शृंगबद्धधृतक्षोणिः सर्वार्थज्ञापको गुरुः ॥ १२९ ॥**

આ નામો કહ્યાં છે. એ નામોનો ટૂંકો ભાવાર્થ કાવ્યશૈલીથી આ શ્લોકમાં આપ્યો છે. **પીનમીન** આ પદથી મહામીન, બીજા પાદમાં અબ્ધિસંશ્રયઃ લયાબ્ધિ તરવા આથી ગોપ્તા, ત્રીજા પાદમાં मत्स्यमूर्तिधृतश्रुतिः सर्वार्थज्ञापकोगुरुः, ચોથામાં सत्यव्रतप्रियः शृंगबद्धधृतक्षोणिः આ નામોનું તાત્પર્ય જણાવ્યું છે. અને લક્ષ્મી પર પ્રભુના પ્યારના વર્ણનથી " સહસ્રનામ " માંના लक्ष्मीशः पुरुषोत्तमः लक्ष्मीभोगैकनिलयः लक्ष्मीसौभाग्य वर्धनः આ નામોનો અભિપ્રાય જણાવ્યો છે. અને પ્રભુની પરમપ્રિયા જગજ્જનની લક્ષ્મીનું સ્મરણ આરંભમાંજ કરવાથી મંગળ પણ કર્યું. હાલ કેટલાએક વૈષ્ણવો લક્ષ્મીને સાક્ષાત્ પુરુષોત્તમની પ્રિયા નથી માનતા, પરંતુ તેઓ પરમ લક્ષ્મીનું ખરૂં સ્વરૂપ જે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ रेमे रमेशः ઇત્યાદિ સ્થળ "સુબોધિની" વગેરેમાં લખ્યું છે તે જાણતા નથી.

## ૧૦ કૂર્મ.

### પૃથ્વી. *

૮ જળ કંદરા ધ્વનિત મંદરાદ્રિ ભ્રમે,
મટે અચળ પૃષ્ઠની ચળ સુખેજ સૂવું ગમે;
ચળે જલધિ ઉર્મિયો પ્રબલ વક્ત્ર વાયુ ક્રમે,
ટળે અખિલ ઉર્મિયો હૃદય કૂર્મરૂપે રમે.

દેવ દૈત્યો ક્ષીર સમુદ્ર મંથન કરતા હતા તે વખતે રવાઈને ઠેકાણે ક-લ્પેલો મંદર પર્વત જ્યારે સમુદ્રમાં ડૂબવા લાગ્યો ,ત્યારે ભગવાને કાચબાનું રૂપ ધરી ડૂબતા પર્વતને પોતાની પીઠ ઉપર લઇ ઊંચો કર્યો ત્યારે મથન થયું. આ કથા શ્રીભાગવત અષ્ટમ સ્કંધાદિ પુરાણ ભાગોમાં પ્રસિદ્ધ છે.

રવાઇની માફક ફરતા મંદર પર્વતની કંદરા એટલે ગુફાઓમાં અમંદ-ઘણું-જળ પેસવા અને નીકળવાથી મોટો અવાજ થાય છે. તેવો કઠોર પર્વત પીઠપર ઘસાય છે. મોટા અવાજથી અને ઘર્ષણથી નિદ્રા ન આવવી જોઈએ. તથાપિ કચ્છપાવતારની તો અચળ-સ્થિર-રહેલી પીઠની ચળ એટલે ખંજવાળ પર્વતના ભ્રમે એટલે ફરવાથી મટે છે, તેથી સુખેજ સૂવું ગમે છે. સુખે નિદ્રા આવવાથી વક્ત્ર એટલે મુખના વાયુક્રમે-શ્વાસોચ્છ્વાસ ચાલવાથી જલધિ ઉર્મિયો-સમુદ્રના તરંગો તો ચળે-ચાલે છે. પરંતુ હૃદ-યની તો કામ, ક્રોધ વગેરે ૭ ઉર્મિયો સર્વ, તે કૂર્મ રૂપમાં હૃદયનું રમણ થવાથી ટળે છે. એક ઉર્મિયો વધે છે, બીજી સમૂલગી ટળી જાય છે. એ આશ્ચર્ય.

" પુરુષોત્તમ સહસ્રનામ" માં:—

**आदिकूर्मःपवित्रात्मा मंदराघर्षणोत्सुकः श्वासैजदब्धिवार्वीचिः**

---

* જસે જસ યલે ગએ વિરતિ આઠ પૃથ્વી કહી.

પૃથ્વી વૃત્તના પ્રત્યેક ચરણમાં ૧૭, ૧૭, અક્ષર આવે છે અને તેમાં જ, સ, જ, સ, ય, એ પાંચ ગણના ૧૫ અને છેલ્લે લઘુ ગુરુ એમ બે મળી ૧૭ અક્ષરો હોય છે. આઠમે અક્ષરે વિરતિ એટલે વિરામ હોય છે.

આ વગેરે નામો કહ્યા છ તેમાંઈ. ....
પૂર્વાર્ધમાં અને શ્રાસિજદધિપયાવીચિઃ નું ત્રીજામાં તથા પવિત્ર રણુમાં તાત્પર્ય જણાવેલું છે. " શ્રી ભાગવતના " ના ૧૨

**પૃષ્ઠે ભ્રામ્યદમંદ મંદરગિરિ ગ્રાવાગ્ર કંડૂયના**

એ શ્લોકનો ભાવાર્થ પણ આમાં સ્પષ્ટ બતાવ્યો છે.

## ૩. વરાહ.

વસંતતિલકા.*

હીરા છડી પર જડી મણિ ઈંદ્ર નીલ,
સોહે સિતાબ્જ લસિતા અલિની સલીલ;
જેવી સુનીલ નલિની ગજદંત છાજે,
તેવી વરાહ હરિદાઢ ધરા બિરાજે.

વરાહરૂપ શ્રીહરિની શ્વેત ચમકતી દાઢ ઉપર શ્યામવર્ણ ધરા એટલે પૃથ્વી બીરાજે છે. તે એવી લાગે છે કે જેમ હીરાની છડી ઉપર કાળો ઇંદ્ર-નીલમણી જડયો હોય. સિતાબ્જ-શ્વેતકમળની પાંખડી ઉપર શ્યામ ભમરી સલીલ-ક્રીડા કરતી હોય, હાથીએ સરોવરમાંથી શ્યામ કમલિનીને ઉખેડીને પોતાના શ્વેત દંતઉપર રાખી હોય તેવી સોહે છે. આમાં ભૂધરો ભૂમિ પાલકઃ ઇત્યાદિ નામોનો ભાવાર્થ સમાવ્યો છે. શ્રીભાગવત તૃતીય સ્કંધ વગેરે પુરાણ ભાગોમાં વરાહચરિત્ર સવિસ્તર છે.

## ૪. નરસિંહ.

( મંદાક્રાંતા.[1])

પ્રહ્લાદાર્થે પ્રકટ સહસા, થાય છે સ્તંભ ભેદી,
વક્ષસ્થાન સ્ફુટ તમ નખે, દુષ્ટનું છેક છેદી;

---

* જાણો વસંતતિલકા ત ભ જેજ બે ગ.

વસંતતિલકા વૃત્તના પ્રત્યેક પાદમાં ચૌદ ચૌદ અક્ષરો હોય છે. તેમાં ત, ભ, જ, જ, એ ચાર ગણોના બાર અને છેલ્લા બે ગુરુ અક્ષરો આવે છે.

૧ મંદાક્રાંતા મભન તગબે થોભ ચારે દશે ત્યાં.

મંદાક્રાંત વૃત્તના પ્રત્યેકપાદમાં ૧૭, અક્ષરો હોય છે. તેમાં મ, ભ, ન, ત, ત એ પાંચ ગણો અને છેલ્લા બે ગુરુ અક્ષરો આવે છે તથા ચોથા અને દશમા અક્ષરપર થોભવાનું એટલે યતી હોય છે.

## ૫. વામન.

(સ્રગ્ધરા.[1])

હે ભિક્ષો! ક્યાં વસો છો, અખિલ અવનિમાં, કોણ છો ...
ત્રાતા કો કો ન મારો, કવણ જનક ને માત દીઠાં ન ...
શું લેશો દેવમાટે, ત્રિપદ ધરણિ એ અલ્પ છે ના ત્રિલોકી,
ખાશો શું પુણ્ય ભક્તો, અશનદ બટુ એ, બોલિયા તત્વ રોકી.

આ શ્લોકમાં બલિરાજા અને શ્રીવામનનું પરસ્પર ભાષણ વર્ણવેલું છે. શ્રીવામન બલિને છળવા ગયા હતા અને તેને પ્રસન્ન કરી તેની પાસેથી ભૂમિ લેવી હતી માટે જેમ તે પ્રસન્ન થાય અને દયા આણી તરત દાન આપે આવા ઉત્તરો સર્વ પ્રશ્નોના શ્રીવામને આપ્યા; પરંતુ ખૂબી આ છે કે એક પણ વાત અસત્ય કહી નહિ.

બલિ—હે ભિક્ષો! તમે ક્યાં વસો છો?

વામન—અખિલ અવનિમાં–સમગ્ર ભૂમિમાં. હું ઘણો ગરીબ છું માટે મારૂં કોઈપણ ઠેકાણું નેમેલું નથી, માટે આખી પૃથ્વીમાં જ્યાં જે વખતે જાઉં તેજ તે વખતે મારૂં સ્થાન. ખરું જોતાં વ્યાપક ઈશ્વર સમગ્ર પૃથ્વીમાં વસેજ છે. કોઈપણ ભાગ તેથી રહિત નથી.

બલિ—કોણ છો? એટલે નામ ગોત્ર શું છે?

વામન—અપૂર્વ છું. કોઈ પણ વખતે તમારા પરિચયમાં હું આવેલો નથી. તારે મારૂં નામ ગોત્ર કહ્યાથી પણ તમે કેમ જાણી શકશો. ખરૂં જોતાં ઈશ્વર અપૂર્વ છે. સર્વેથી પૂર્વે એ છે–એથી પૂર્વે કોઇ નથી–માટે તેનાં નામ ગોત્રનો શો નિર્ધાર થાય!

બલિ—ત્રાતા કો? તમારૂં સંરક્ષણ કોણ કરે છે?

---

૧ સાતે સાતે વિરામો, મ ર ભ ન ય ય યે, સ્રગ્ધરા વૃત્ત જાણો.
સ્રગ્ધરા વૃત્તના પ્રત્યેક ચરણમાં ૨૧, ૨૧ અક્ષરો આવે છે. તેમાં મ, ર, ભ, ન, ય, ય, ય, એ ક્રમથી સાત ગણો અને સાતમે સાતમે અક્ષરે વિરામ હોય છે.

નહ નરહાર, શ્રીજ દેખી ન રીઝે,
નિસ્વજનવચને, આજબી ભક્તિ સીઝે.

. અવતાર શ્રીનરહરિ પ્રહ્લાદાર્થે લોહ સ્તંભને ભેદીને સહસા પ્રગટ્યા હતા અને દુષ્ટ હિરણ્યકશિપુનું વક્ષસ્થાન-હૃદયસ્થળ-અતિસ્ફુટ પોતાના હસ્તનખે છેક છેદ્યું હતું. અર્ધો સિંહ જેવો અને અર્ધો મનુષ્ય જેવો આકાર દેખડાવી પોતાનું સર્વાકારપણું સ્પષ્ટ કરતા પ્રભુ શ્રીનરહરિ સાક્ષાત લક્ષ્મી દેખીને બી રીઝયા નહિ. ભક્તિ સિદ્ધ થયાથી દીન અને સ્વજન પ્રહ્લાદના સ્તુતિ વચનોથી પ્રેમે ભીંજાયા હતા. આજબી આ સર્વે વાત પ્રત્યક્ષ દેખાય છે. ભક્તોના પ્રાહ્લાદાર્થ એટલે આનંદમાટે સ્તંભ-અવિનય-ગર્વને ભેદી હૃદયમાં સહસા પ્રભુ પ્રકટ થાય છે. દુષ્ટોના વક્ષસ્થાનસ્ફુટતમ- હૃદયસ્થળમાં સ્ફુટ એવા અંધકાર ને નિજ ચરણારવિંદના નખપ્રકાશથી નિર્મૂળ કરી નાંખે છે. જુદા જુદા સર્વે આકાર ધારણ કરનાર પ્રભુ-સર્વ સમર્થ નર એટલે મનુષ્યાકૃતિ હરિ લોકોની પાસે કેવળ શ્રી-ઘણો પૈસો- દેખી તેથીજ રીઝતા નથી, પરંતુ ભક્તિ સિદ્ધ થવા પછી ખરી દીનતાવાળા સ્વજનો-પોતાના ભક્તિજનો-ના પ્રેમપૂર્ણ વચનોથી આજબી ભીંજાય છે. " સહસ્રનામ " માંઃ—

महानुभावः साकारः सर्वाकारः प्रमाणभूः ।
स्तंभप्रसूतिर्नृहरिर्नृसिंहो भीमविक्रमः ॥ १०४ ॥
विकटास्यो ललज्जिव्हो नखशस्त्रो जवोत्कटः ।
हिरण्यकशिपुच्छेदी क्रूरदैत्यनिवारकः ॥ १०५ ॥
सिंहासनस्थः क्रोधात्मा लक्ष्मीभयविवर्धनः ।
ब्रह्माद्यत्यंतभयभूरपूर्वाचिंत्यरूपधृक् ॥ १०६ ॥
भक्तैकशांतहृदयो भक्तस्तुत्यः स्तुतिप्रियः ।
भक्तांगलेहनोद्धूतक्रोधपुंजः प्रशांतधीः ॥ १०७ ॥

આમાંના ઘણાં એક નામોનો અર્થ આ શ્લોકમાં છે.

બહુ-હાગણુ-બ્રહ્મચારી . . . . . .
નમાં સમાવી આમ બોલ્યા. "સહસ્રનામ" માં યાચૂક.
તાઽસંસ્થિતિઃ । સત્યાર્થપ્રેરકઃ ઇત્યાદિ નામો કહ્યાં છે, તેમાંના -
નો અર્થ આ શ્લોકમાં સમાવેલો છે. આ અભિપ્રાયનો એક પ્રાચીન શ્લોક છે, તેમાં કેટલીક યુક્તિનો ઉમેરો કરી આ વર્ણન કર્યું છે.

## ૬. પરશુરામ.

(ગીતિ.[૧])

કુશ ગુણકર્ષણ કિણકર, શાપે ચાપે સમર્થ ભજ રામ;
સમિધ કુનૃપ પ્રહારક, કુઠારધર તીવ્ર તેજ તપ ધામ.

સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણોનું અને ક્ષત્રિયોનું તેજ અત્યંત ઉત્તમ હોય છે, પરંતુ તે બંને તેજ એક ઠેકાણે હોતાં નથી. બ્રાહ્મણોમાં ક્ષમા, શાંતિ, કેવળ દયા વગેરે હોય છે, તે ક્ષત્રિયોમાં દુર્ઘટ છે. ક્ષત્રિયોમાં ક્રૂરપણું દુષ્ટનાશકપણું, ઉગ્રતા, શસ્ત્રધારણ ઇત્યાદિ ધર્મો હોય છે તે બ્રાહ્મણોમાં હોતાં નથી. અમારા ભૃગુવંશોત્પન્ન બ્રાહ્મણોના શિરોમણી શ્રીપરશુરામાવતારમાં આ

---

૧. ગીતિ એ માત્રાવૃત્ત છે. માત્રાની ગણના નીચેના દૂહામાં કહ્યા પ્રમાણે હોય છેઃ-

(દોહરો.)

દીર્ઘ આદિ સંયુકતથી, સવિસર્ગાનુસ્વાર;
પાદાંતે ગુરુ માત્ર બે, એક માત્ર લઘુ સાર.

દીર્ઘ, જોડાક્ષરની પૂર્વના, વિસર્ગ અને અનુસ્વારવાળા અક્ષરો ગુરુ ગણાય છે અને વૃત્તના પાદનો છેલ્લો અક્ષર પણ ગણવો હોય ત્યારે ગુરુ ગણાય છે. તેવા સર્વ ગુરુ અક્ષરોની બબે માત્રા અને લઘુ અક્ષરની અકેક માત્રા લેખાયછે.

ગીતિના લક્ષણની ગીતિ.

પ્રથમ તૃત્રયી દ્વાદશ, માત્રા ચરણે ધરી નિયમ રીતિ;
જેમાં બીજે ચોથે, અઢાર માત્રા કહી સહી ગીતિ.

ગીતિના પહેલા અને ત્રીજા ચરણમાં બાર બાર માત્રા અને બીજા અને ચોથા ચરણમાં અઢાર અઢાર માત્રા હોય છે.

. . . . . . . હુ મારો કોઇ પણ રક્ષક નથી. ખરૂં
.થ કે સંરક્ષક કોઈ પણ નથી. તેજ સર્વના નાથ અને

બલિ—કવણુ જનક ને માત? જો હાલ અનાથ છો તોપણુ કોઇ માતા .પતા તો હશેજ. તે કોણુ હતાં?

વામન—દીઠાં ન સર્વે. બાલકપણામાંજ માબાપ મરી ગયાં છે. તે મેં દીઠેલાં નથી એટલે હું જાણતો નથી. ખરૂં જોતાં ઈશ્વરના માબાપ છેજ નહિ ત્યારે તે ક્યાંથીજ દીઠાં હોય?

આ સાંભળી ઘણી દયા આણી બલિએ વિચાર્યું કે આ વાત પૂછીને આપણે શું કરવું છે? સત્પાત્ર બ્રાહ્મણુ છે માટે જે એની ઇચ્છા હોય તે આપી અવશ્ય પૂર્ણ કરીએ આમ ધારી બોલ્યો કે "શું લેશો?"

વામન—દેવમાટે ત્રિપદ ધરણિ. મારા પોતાના સ્વાર્થમાટે તો મારે કાંઈ પણ જોઇતું નથી, પરંતુ દેવની સેવા કરવામાટે ત્રણ પગલાં જેટલી ભૂમિ. ખરી રીતે જોતાં આ દાન લેવાનો મતલબ ઈશ્વરને પોતાને કાંઇ પણ ન હતો, પરંતુ દેવતાઓનેમાટે ત્રિપદ એટલે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ સ્થાનવાળી પૃથ્વી.

બલિ—ત્રિપદ ભૂમિ એ અલ્પ-ઘણીજ હલકી છે.

વામન—ના મારા વિચારે તો એ ખરેખરી ત્રિલોકીજ છે. એટલે મને તેટલાથી ત્રિલોકી મળ્યા જેટલો સંતોષ થશે. ખરી રીતે જોતાં ત્રિપદનો વાસ્તવિક અર્થજ ખુલ્લો કહી દીધો અને ખરેખરી ત્રિલોકીજ સર્વ લઇ લેવી છે.

બલિ—મારા જેવા મોટા રાજા પાસે આવી ફક્ત ત્રણ પગલાં ધરતી દેવ સેવામાટે માંગો છો, તે ભૂમિ તો દેવસેવામાં જશે. પછી જન્મ પર્યંત "શું ખાશો?" આમજ ભીખ માંગતા રહેશો કે શું?

વામન—પુણ્યભક્તો અશનદ. પુણ્યકર્મમાંજ ભક્તિ રાખનારા તમારા જેવા ઉદાર પુરુષો અનાયાસેં આવી મને અશનદ-ખાવાનું આપી જાય છે. ખરૂં જોતા ઈશ્વરની સેવા કરનારા પવિત્ર ભગવદ્ ભક્તો અપ્રેરિત પ્રેમથીજ ઈશ્વરને ભોજન વસ્ત્ર વગેરે અર્પણુ કરે છે.

. . . . ..... તપસ્વી બ્રાહ્મણોના હાથમાં કુશ

ભ ઉખડવાથી કિણ એટલે ચાઠાં પડી જાય છે. ક્ષત્રિયોના હાથમાં મશ ધનુષ્ની પ્રત્યંચા–દોરી–ખેંચવાથી ચાઠાં પડે છે. પરશુરામના હતમાં કુશોના અને ગુણ એટલે ધનુષ્ની દોરીના કર્ષણ–ખેંચવાથી કિણ .ડેલાં છે. બ્રાહ્મણો ક્રોધ કરે તો શાપથી બદલો વાળે, ક્ષત્રિયો કોપે તો ચાપ–ધનુષ્થી બદલો વાળે. પરશુરામ શાપ અને ચાપ બંનેમાં સમર્થ છે. બ્રાહ્મણો અલ્પશસ્ત્રથી યજ્ઞમાટે સમિધા–હોમના ઉપયોગી યજ્ઞીય કાષ્ઠો કાપે છે, ઉત્તમ ક્ષત્રિયો કુનૃપ–અધર્મી રાજાઓને શસ્ત્રથી કાપે છે. સમિધા અને કુનૃપ બંનેને પ્રહાર કરવામાં પરશુરામનો એકજ કુઠાર ઉપયોગી થાય છે. બ્રાહ્મણોમાં ઉગ્ર તપ હોય છે, ક્ષત્રિયોમાં ઉગ્ર તેજ હોય છે. પરશુરામ તીવ્ર તપ અને તીવ્ર તેજ બંનેનાં સ્થાન છે, એવા રામ–પરશુરામને ભજ. "સહસ્રનામ"માં કહેલા हैहयांतकरोरामो दुष्ट क्षत्र विनाशकः

આ નામોનો અભિપ્રાય આમાં સમાવેલો છે.

## ૭. શ્રીરામ.

( શિખરિણી. )[1]

શિલા તારી નારી શુચિ રુચિર સારી રજ ભરે,
કરી જાતાં વાટે અવન ગતિમાટે વન ફરે;
ન કો દંડો દીસે રહિત કર કોદંડ ન કદા,
વિચીત્રશ્રી ભીતાભયદ ભજ **સીતાપતિ** સદા.

**ભીતાભયદ**—આલોક પરલોક સંબંધી ભય પામેલાને બંને પ્રકારથી અભય આપનાર, **વિચિત્રશ્રી**—આશ્ચર્યકારી સંપત્તિ તથા શોભાવાળા સી-

---

**૧ યતી છઠે છેલ્લે યમનસ ભલેગે શિખરિણી.**

શિખરિણી વૃત્તના દરેક ચરણમાં ૧૭, ૧૭ અક્ષરો આવે છે. તેમાં ય, મ, ન,સ, ભ એ પાંચ ગણો અને છેલ્લે લઘુ ગુરુ અક્ષરો હોય છે. છઠ્ઠે અને છેલ્લે યતી–વિરામ–હોય છે. સંસ્કૃત ઘણા ગ્રંથોમાં વૃત્તના નિયમમાં પાદાંતે યતી લખેલો હોય છે, પરંતુ તેતો સ્વાભાવિક રીતે વગર કહે પણ આવેજ છે, માટે બીજા છંદોના લક્ષણમાં અમે તે કહ્યો નથી.

તાપતિ-દાશરથારામન સદા ભજ.

છે. જગત્માં શિલા કોઇ કાળે જળમાં તરતી નથી. તથાપિ રાજ્ય કરતી વખતે શિલાઓ તારી. વળી ગૌતમઋષિના શાપથી શિલા થએલા અહલ્યાને શિલાભાવમાંથી તારીને નારી કરી. જગત્માં નારીઓ રજભરે રજસ્વલા થયાથી અશુદ્ધ અને અનુત્તમ દશામાં આવે છે. શ્રીરામે વાટે જાતાં સહજમાં વિનાશ્રમે રજભરે-પોતાની ચરણ રજના સંબંધથી નારીને ઉલટી સારી શુચિ-શુદ્ધ અને રૂચિર-સુંદર-કરી દીધી. જગત્માં જેને અવન ( વનથી ભિન્ન પદાર્થ ) ગમતો હોય તે સ્વેચ્છાથી વનમાં ફરે નહિ. શ્રીરામને સ્થિર અવન ( ઘણા કાળ સુધી ટકે તેવું સર્વ જગત્નું રક્ષણ ) ગમે છે. તેવા અવનમાટે પોતે વનમાં ફરે છે. શ્રીરામનો કર કોઇપણ કાળે કોદંડ એટલે ધનુષ, રહિત દેખાતો નથી તથાપિ કો દંડો તેની પાસે બીલકુલ દેખાતા નથી. આ આશ્ચર્ય. ખરૂં જોતાં કો દંડો ( કોઇપણ પ્રકારના દંડ ) દેખાતા નથી. શ્રીરામ રાજ્યમાં કોઈ પણ મનુષ્ય કાંઇભી અધર્મ કરતુંજ ન હતું ત્યારે દંડ દેવાનો વખત ક્યાંથી આવે ?

ઉપનિષદોમાં પરમેશ્વરનું સ્વરૂપ વિરુદ્ધ ધર્માશ્રય કહ્યું છે. શ્રીરામચંદ્ર પણ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ છે. વિરોધાભાસ અલંકાર રીતે તેમાં વિરુદ્ધ ધર્માશ્રયપણું દેખડાવ્યું અને તેથી પૂર્ણ ઈશ્વરતા બતાવવામાટે વિચિત્રશ્રી આ વિશેષણ આપ્યું છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ " પુરુષોત્તમ સહસ્રનામ" માં તથા " નિબંધ " વગેરે અનેક ગ્રંથોમાં તેઓની પૂર્ણ પુરુષોત્તમતા બતાવી છે. " સહસ્રનામ " માંઃ—

**अहल्यादुःखहारी च ।**
**वैराग्यबोधकोनन्यसात्त्विकस्थानबोधकः ॥**
**अहल्यापतिरत्यंत सर्वलोकसुखप्रदः ।**

ઇત્યાદિ નામોનો અભિપ્રાય આ શ્લોકમાંમાં આણ્યો છે.



(હરિણી.)[1]

સુર મદ ગજે શૂંડા દંડે યથા નલિની હરી,
પ્રબળ હળથી ખેંચી ગંગા વિષે નગરી ધરી;
સભય યમુના જેવું કાળું લસે સિત અંગમાં,
વસન કરુણા સિંધુ ભ્રાજે હલાયુધ રંગમાં.

દેવતાઓના મદમત્ત હાથી ઐરાવતે પોતાની શૂંડરૂપ દંડથી જેમ ફૂલેલાં કમળવાળું કમળનું ઝાડ–નલિની–સહજમાં ઉખેડી ખેંચી લીધી હોય તેમ બળરામે શૂંડ જેવા દીર્ઘ પ્રબળ હળ નામના આયુધથી કૌરવોની નગરી હસ્તીનાપુર ખેંચી ગંગામાં નાખવાની તૈયારી કરી. જેમ ઐરાવત્ હાથી શ્વેત છે અને વિશેષ બલવાન મદમત્ત છે, તેમ શ્રી બલભદ્ર પણ શ્વેત મદમત્ત બળવાન્ છે. આવી પંચમ સ્કંધમાં माहेंद्रो वारणेंद्र इव આ ગદ્યમાં સંકર્ષણને ઐરાવતની ઉપમા આપેલી છે. વળી જેના શ્વેત અંગમાં કાળું વસન–વસ્ત્ર–નિરંતર શોભે છે. એથીજ બળભદ્રનું નામ “ નીલાંબર ” પ્રસિદ્ધ છે. તે વસ્ત્ર એવું લાગે છે કે હળે ખેંચાવાથી ભય પામેલાં યમુનાજીના શ્યામપ્રવાહ એક ઠેકાણે ગળેલા છે કે શું ? કરુણાસિંધુ ભોળાપણાથી અત્યંત દયાળુ હલાયુધ બળભદ્ર રંગમાં–માદક વસ્તુથી થએલા આનંદમાં–શોભે છે. “સહસ્રનામ” માંથી :—

कौरवास्त्रवर्गवर्वनुत् । लांगलाकृष्टनगरीसंविग्नाखिलनागरः
तथा वाक्यातिगामियमुनाहलाकर्षणवैभवः ॥

આ નામોનો અભિપ્રાય આ શ્લોકમાં મૂક્યો છે.

---

૧. નસ મરસલે, ને ગે છઠ્ઠે દશે હરિણી ખમે.

હરિણી વૃત્તના પણ પ્રત્યેક પાદમાં ૧૭, ૧૭ અક્ષરો હોય છે. તેમાં ન, સ, મ, ર, સ, એ ગણો તથા છેલ્લે લઘુ અને ગુરુ અક્ષરો આવે છે. છઠ્ઠે અને દશમે અક્ષરે ખમવાનું એટલે થોભવાનું હોય છે.

**एकोनविंशे विंशतिमे वृष्णिषु प्राप्य जन्मनी ।**
**रामकृष्णा विति भुवो भगवानहरद्भरम् ॥ २३ ॥**

ઓગણીસ અને વીસમા અવતારમાં યાદવોમાં રામકૃષ્ણ આ નામના અવતારો લઇને ભગવાને ભૂમિનો ભાર ઉતાર્યો. આમ યદ્યપિ બળરામ, શ્રીકૃષ્ણ બંનેને અવતાર કહ્યા છે તથાપિ તેજ ઠેકાણે આગળ કહ્યું છે કેઃ—

**एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम् ॥२८॥**

આ સર્વે અવતારો પરમેશ્વરના અંશ અને કળાઓ છે. શ્રીકૃષ્ણ તો પોતે ભગવાન્જ છે. આ ઉપરથી શ્રીકૃષ્ણ અવતારી સિદ્ધ થયા. માટે દશ અવતારોમાં ૮ મો અવતાર બળરામને ગણી આ વર્ણન કર્યું છે. અનેક પ્રાચીન સત્કવિયોએ દશાવતાર વર્ણનોમાં બળરામને આઠમો અવતાર ગણેલા છે. જયદેવ કવિયે "गीतगोविंद" ની પ્રથમ અષ્ટપદીમાં દશઅવતારનું વર્ણન કર્યું છે. તેમાં આઠમે ઠેકાણે બળરામનું વર્ણન કરી આમ કહ્યું છે કેઃ—

**केशव धृतहलधररूप जय जगदीश हरे**

અને અગીઆરમી તુકમાં શ્રીકૃષ્ણનું વર્ણન આપ્યું છે. સમાપ્તિના શ્લોકમાં પણ તેમજ કહેલું છેઃ—

**वेदानुद्धरते नगन्निवहते भूगोलमुद्बिभ्रते**
**दैत्यं दारयते बलिं छलयते क्षत्रक्षयं कुर्वते ।**
**पौलस्त्यं जयते हलं कलयते कारुण्यमातन्वते**
**म्लेच्छान्मूर्च्छयते दशाकृतिकृते कृष्णाय तुभ्यं नमः ॥**

૧. વેદને ઉદ્ધારનાર, ૨. પર્વતને ધારણકરનાર, ૩. ભૂગોળને ઉંચું ઉંચકનાર, ૪. દૈત્યને વિદારનાર, ૫. બલિને છળનાર, ૬. ક્ષત્રિયોનો ક્ષય કરનાર, ૭. રાવણને જીતનાર, ૮. હલને ઉપાડનાર, ૯ ચોતરફ દયા ફેલાવનાર, ૧૦. મ્લેચ્છોને મૂર્છિત કરનાર, દશરૂપ ધરનાર હે શ્રીકૃષ્ણ! તમને નમસ્કાર છે.

शल्कसीम्नि जलधिः पृष्ठे जगन्मण्डलम्
दंष्ट्रायां धरणी नखे दितिसुताधीशः पदे रोदसी ।
क्रोधे क्षत्रगणः शरे दशमुखः पाणौ प्रलम्बासुरो
ध्याने विश्वमसावधार्म्मिककुलं कस्मैचिदस्मै नमः ॥

આ શ્લોક "સાહિત્યદર્પણ" ના પ્રથમ પરિચ્છેદમાં પણ લખ્યો છે.

૧ જેની શરીરત્વચામાં સમુદ્ર, ૨. પીઠમાં જગન્મંડળ, ૩. દાઢમાં ધરણિ, ૪. નખમાં દૈત્યોનો રાજા (હિરણ્યકશિપુ) ૫. ચરણમાં પૃથ્વી આકાશ ૬. ક્રોધમાં ક્ષત્રિય સમૂહ, ૭. બાણમાં રાવણ, ૮. હસ્તમાં પ્રલંબાસુર, ૯. ધ્યાનમાં વિશ્વ, ૧૦ તરવારમાં અધર્મીઓનું કુળ, લીન થયાં છે તે કોઈ અનિર્વચનીયને નમસ્કાર કરીએ છીએ.

આમાં પણ કાર્યો ઉપરથી દશે અવતાર બતાવ્યા છે. તેમાં ૮ મે ઠેકાણે "હાથમાં પ્રલંબાસુર લીન થયો" આમ કહેવાથી ૮ મો અવતાર બળભદ્ર સિદ્ધ થયા. રામચંદ્ર કવિકૃત "રાધાવિનોદ" નામના એક નાના યમક કાવ્યના "માલિનો વનમાલિ" આ પ્રથમ શ્લોકમાં તેના ટીકાકારે દશે અવતારના અર્થો કહાડ્યા છે. ત્યાં અગીઆરમો અર્થ અવતારીનો કહાડ્યો છે. તે ઠેકાણે તેણે દશે અવતારનો સંગ્રહ અનુષ્ટુપ અર્ધા શ્લોકમાં કર્યો છે:—

**वनजौ वनजौ खर्वस्त्रिरामीसकृपो कृपः**

તેમાં ત્રિરામી એટલે પરશુરામ, દાશરથીરામ, અને બલરામ આમ બીજા પણ કેટલાએક કવિયોએ આ પ્રમાણે વર્ણન કરેલું છે. તેમ કેટલાએક કવિયો આઠમે ઠેકાણે શ્રીકૃષ્ણનુંજ વર્ણન કરે છે. શ્રીકૃષ્ણને અષ્ટમાવતાર કહીએ તોપણ તેઓનું અવતારી અને પૂર્ણપણું જતું નથી. જેમ શ્રીરામચંદ્ર સપ્તમાવતાર કહ્યા છે, તથી તેમનું પૂર્ણપણું જે કે અનેક પ્રમાણ સિદ્ધ છે તે શું ગયું? તથાપિ જયદેવ આદિ અનેક સત્કવિયોની દશાવતાર વર્ણનની પદ્ધતિ પ્રમાણે અમે આ સ્તોત્રમાં અષ્ટમાવતારમાં બળભદ્રનું વર્ણન કર્યું છે. આ પદ્ધતિમાં વધારે લાભ એ છે કે દશાવતાર વર્ણનમાં બળભદ્રનું વર્ણન રહી જતું નથી.

## ૯. બુદ્ધ.

( દ્રુતવિલંબિત. )[1]

કલુષથી કલિકાલ વધારવા,
અસુરમાં ઉપધર્મજ ધારવા;
પરમ પાપ કહી પશુઘાતને,
**સુગત** દૂર કરે ક્રતુ જાતને.

**કલુષ**—પાતકો—થી કલિકાલને વધારવા, **અસુરમાં**—શુદ્ધ વૈદિકકર્મના અનધિકારી દૈત્ય વગેરે અસુર લોકોમાં—ઉપધર્મ એટલે પાખંડજ સ્થિર કરવા, **સુગત** એટલે બુધ યજ્ઞમાં થતા વેદ વિહિત પશુઘાતને પણ પરમ પાપ બતાવીને **ક્રતુજાતને**—કલ્યાણ કારક વૈદિક યજ્ઞોના સમૂહોને દૂર કરે છે.

કલિયુગની સારી પ્રવૃત્તિસારૂ અસુરોના મોહમાટે બુધ નામે જિનનો પુત્ર કીકટ[2] દેશમાં થશે. આમ "શ્રીભાગવત" પ્રથમસ્કંધના ત્રીજા અધ્યાયના ૨૪ શ્લોકમાં કહ્યું છે. મયદાનવે બનાવેલી ત્રણ પુરીમાં રહી, યજ્ઞ વગેરે સત્કર્મો કરી દેવતાઓને તથા સર્વ લોકોને દુઃખ દેનારા દૈત્યોના મોહમાટે મોહક વેશ ધરી બુધ રૂપે ઉપધર્મ પ્રવર્તાવે છે આમ બીજા સ્કંધના ૭ મા અધ્યાયના ૩૭ મા શ્લોકમાં કહ્યું છે. આ અવતાર હવે તો ઘણા વર્ષો થયાં થઇ ચૂકયો છે. "સહસ્રનામ" માંથી—बुद्धोगुप्तार्थवक्ता च नानाशास्त्रविधायकः આ નામોનો આશય આ શ્લોકમાં સંગૃહિત કર્યો છે.

## ૧૦. કલ્કિ.

( ઔપચ્છંદસિક.[3] )

કરવાલ કરાલ કાલ ખાસો,
કર કોપાનલ ધૂમની શિખા સો;

---

૧. દ્રુતવિલંબિત થાય નભે ભરે.
આ વૃત્તના દરેક ચરણમાં બાર બાર અક્ષરોના ન,ભ,ભ, અને ર એ ચાર ગણો હોય છે.

૨ ગયાથી ત્રણ કોસ દૂર એ સ્થળ પ્રસિદ્ધ છે.

૩ વર્ણવૃત્ત પણ ત્રણ પ્રકારના હોય છે. સમ, અર્ધસમ અને વિસમ. જેમાં ચારે ચરણો સરખાં હોય તે સમ. જેમ "શાર્દૂલવિક્રિડિત" વગેરે.

.. .. કાપરૂપા અનલ-અગ્નિ-મનમાં લાગેલા ૮.
ડાની ચંચળ લાંબી કાળી રેખાજ બહાર પ્રકટ થઈ છે કે શું? તેવા
લ ભયંકર કાલ-કાળા, ખાસા-ઉત્તમ કરવાલ-ખડ્ગ કલ્કિના કરમાં
તેથી કલ્કિરૂપ ભગવાન્ કલિયુગના કલ્મષ (પાપકૃત્યો)ને કાપે
મ્લેચ્છ વગેરે અધર્માચરણી દુષ્ટોના દલ સૈન્યો-ને દલનાર તે કલ્કિ
સત્ય એટલે સાચુ તથા સત્યયુગ સ્થાપે છે. શ્રીભાગવતના પ્રથમ સ્કંધના
૩જા અધ્યાયના ૨૫ મા શ્લોકમાં

**अथासौ युगसंध्यायां दस्युप्रायेषु राजसु ॥**
**जनिता विष्णुयशसो नाम्ना कल्किर्जगत्पतिः ॥** तथा

બીજા સ્કંધ અધ્યાય ૭ શ્લોક ૩૮ માં

**शास्ता भविष्यति कलेर्भगवान् युगांते ।**

કલિયુગને અંતે કૃતયુગની પૂર્વ સંધીમાં સાક્ષાત્ પોતે લૂટેરા જેવા રાજાઓ થએથી વિષ્ણુયશાને ઘેર કલ્કિ નામથી ભગવાન્ પ્રકટશે અને તે કલિયુગને ઉરાડી ધર્મનું શાસન કરશે. " સહસ્ર નામ " માંથી **कल्किः कलिमलापहः** આ નામનો આશય આ શ્લોકમાં આણ્યો છે.

## ૧૧. અવતારી-શ્રીકૃષ્ણ.

### ( માલિની. )*

ધરિ દશ અવતારો, કૃષ્ણ હે! દેવ તારો,
શ્રુતિ સુપથ વધારો, ભૂમિમાં ભાવ ધારો;

---

જેનું પહેલું ત્રીજું ચરણ અને બીજું ચોથુ ચરણ માત્ર સરખું હોય તે અર્ધ સમ. જેમ આ " આપચ્છંદસિક " જેનાં ચારે ચરણો જુદી જુદી રીતનાં હોય તે વિસમ. આ શ્લોક અર્ધસમ છે માટે એનું લક્ષણ અને ઉદાહરણ અર્ધા શ્લોકમાં આપ્યું છે.

સસ જો ગગ એક પાદ ઠીક,
સભ બેમાં રય આપ છંદ સિક;

આ વૃત્તના પહેલા ત્રીજા ચરણમાં સ, સ, જ, એ ત્રણ ગણ અને બે ગુરુ એમ ૧૧, ૧૧ અક્ષરો અને બીજા ચોથમાં સ, ભ, ર, ય એ બાર અક્ષરો હોય છે.

* નનમય યગણેથી, માલિની શ્રાંતિ આરે.

१ जश पसारा,

हे श्रीकृष्ण देव ! आप दश अवतार धरीने सर्वने तारा छो. देव एटले मोक्ष योग्य दैवी सृष्टिने आप तारो छो. श्रुतिसुपथ–वेदनु उत्तम धर्ममार्गो–वधारो छो. भूमिमां भाव एटले भक्ति स्थिर करो छो. व तोडनारा अमित–अपार–असुर मारो छो. तमारा चरित्रनो पार कोई पण रीते आवे तेम नथी, माटे आपना भजननो अने आपना जशनो सारो पसारो आप कृपा करीने आपशो. "श्रीमद् भगवद्गीता" ना ४ था अध्यायमां *यदा यदा हि धर्मस्य* इत्यादि बे श्लोकमां अवतार धारण करवानां जे जे प्रयोजनो कह्यां छे, ते सर्व थोडामां समावी आ श्लोकमां कह्यां छे. आ श्लोकना चारे चरणमां "वतारो" "वतारो"; "वधारो" "वधारो"; "तमारो" "तमारो"; अने "पसारो" "पसारो" आम जुदा जुदा त्र्यक्षर यमको छे.

**वन्याल्परामबुद्धासा अवताराहरेर्दश ।**
**क्रियंते सर्वभव्यार्थम् श्रीकृष्णेनावतारिणा ॥**

वन्य–वन एटले जळमां थनारा मच्छ, कच्छप, अने वन एटले अरण्यमां थनारा वराह, नरसिंह; अल्प एटले बटु–वामन; राम एटले परशुराम, दाशरथी राम अने बलराम, बुद्ध अने आस एटले असि–तरवारना शोखीन कल्कि. अवतारी श्रीकृष्ण जगत्ना कल्याणमाटे ए दश अवतार धरे छे. जेम उपर लखेला "राधाविनोद" ना टीकाकारे अनुष्टुपना पूर्वार्ध एटले १६ अक्षरमां १० अवतारो गोठव्या छे तेम आ श्लोकना ८ अक्षरना प्रथम चरणमां दशे अवतारोनां नामो समाव्यां छे. गोठववामां चमत्कार देखडाववानो एज छे के अवतारो दश अने अक्षरो मूलगा आठज छे. हवे आथी ओछा अक्षरमां दशेअवतारनां नामो आपवां एनो अशक्य प्रायः जणाय छे. बाकी बे त्रण अक्षरनुं एकज विशेषण दशेने लागु पडे एवुं तो बनी शके. जेम *दशावि:* एना आप्रमाणे अर्थ थइ शकेः—

---

मालिनी वृत्तना दरेक चरणमां १५, १५ अक्षरोमां न, न, म, य, य, ए पांच गणो क्रमथी आवे छे अने तेमां आठमे अक्षरे यती एटले विश्रांति होय छे.

તેના ઉપર છત્ર ધરાવ્યું,
ચરણ નખે બ્રહ્માંડજ ભેદી આણ્યું બાહર ।।૫
બ્રહ્માએ તે ચરણ પખાળ્યું, ધારા શિવ શિર ધારી.
તાત ભક્તિથી ઘાતક નૃપવન, પરશુ લઇને કાપ્યું;
મખમાં મુનિને દઇ સકલ ભૂ, ધામ જલધિમાં થાપ્યું. ૬.
અઘશમ હેતુ નિજ યશકેતું,[7] સેતુ સિંધુમાં બાંધી;
અતિ જડ તરત તરે મમ નામે, એમ પ્રતિજ્ઞા સાંધી. ૭.
બલ્વલ[8] હણી ઘણી શ્રુતિમખકૃતિ, શૌનકતણી કરાવી;
તીર્થ સાર્થ વન પાવન કરવા,[9] યાત્રા મનમાં ભાવી. ૮.
તામસ[10] અસુર નિશાચર કાજે, દૂર વેદ રવિ રાખ્યો;
ધ્યાન ધરી સ્થિર સુર વનિતાનો, ગર્વ સર્વ હરિ નાંખ્યો.[11] ૯.
વિપ્ર વિષ્ણુયશ પુત્ર બની કર, તીક્ષ્ણ ધાર અસિ ધારો;
અમર[12] સમર્પિત હયપર બેસી, ધરણિ અસુર નૃપ મારો. ૧૦.
દશ ઇંદ્રિય જય દશ અઘ સંક્ષય. દશ રસનું સુખ તેને;
હરિના દશ અવતાર ચરિતરસ. વસે વદનમાં જેને. ૧૧.
દુ:ખ વિદારણ અધર્મ વારણ, સુખકારણ ભવતારી;
ગોવર્ધન પ્રભુ ગોવર્ધનધર, બહુ લીલા અવારી. ૧૨.

**સમાપ્ત.**

---

૫ ખુલ્લી રીતે. ૬. બ્રહ્માંડના ગોળની ઉપરના ભાગમાં નખે બારીક છિદ્ર પાડી બ્રહ્માંડની બહારનું પાણી અંદર આણ્યું. ૭ ધની. ૮ એ નામનો રાક્ષસ. ૯. લોકો પોતાનાં પાપો તીર્થોમાં ધૂવે છે. તે તીર્થોને પાછા પાપરહિત કરવામાટે. ૧૦ તામસ એટલે તમોગુણવાળા દૈત્ય અને રાક્ષસોને હાથે વૈદિક યજ્ઞાદિક થાય તો અયોગ્ય એમ જાણી જેમ અંધકારપ્રિય રાત્રિમાં ફરનાર ઘૂડ વગેરે પક્ષિયોના સુખમાટે રવિનો અસ્ત તેમ વેદરૂપ સૂર્યનો અસ્ત કર્યો. ૧૧. બુધે ધ્યાન ધર્યું હતું તેનો ભંગ કરવાને ઇંદ્રે મોકલેલી અનેક અપ્સરાઓ આવી હતી, તેણે ઘણી મેહનત કરી પરંતુ તેનો રૂપગર્વ અને આયાગર્વ સર્વહરી લીધો. ૧૨. દેવ.

... ને આધિ દેનાર, ૭ પરાક્રમના મોટા.

. આધાર, ૮ વિષના નિધિ એટલે મહાસર્પ અથવા પારાના સમૂદ

.. ગાર, શ્રીકૃષ્ણ પક્ષમાં શૃંગારાદિ રસના નિધિ. ૯ વેદરૂપ શબ્દને પીડા કરનાર અથવા રાગથી દૂર રહેનાર, ૧૦ પૃથ્વીને તથા વેદ શબ્દને અને લોકોના મનમાં દ્રવ-કોમળતા-ને પોષણ કરનાર, ૧૧ જીવ્હામાત્રનો આધાર એટલે સર્વ જીવ્હાઓ જેનું વર્ણન કરે છે. શબ્દમાત્રનો આધાર એટલે શબ્દ માત્ર જેમાં લાગુ થાય છે, સ્વાદમાત્રનો આશ્રય એટલે સર્વેથી અધિક આસ્વાદ્ય પરમાનંદરૂપ એ અવતારી. બે અક્ષરનું વિશેષણ જોઈએ તો રસી રાખીએ તોપણ તેમાંથી ઘણે ભાગે ઉપર લખેલા અર્થો નીકળી શકે છે અને એક અક્ષરમાં જોઈએ તો કઃ એટલામાંથી પણ દશાવતારપર અર્થ નીકળી શકશે.

इतिश्री दशावतारस्तोत्रं सटीकं संपूर्णम् ।

---

# દશાવતાર સ્તોત્ર.

## મરાઠી ચાલની સાખા.

શ્રીગિરિધારી મંગળકારી, સજ્જન હૃદય વિહારી;
દશ અવતાર ધરી દશ દિશમાં, સુજન વિપત્તિ નિવારી. ટેક.
પ્રલય જલધિમાં રમતાં મનુની, નૌકા પાર ઉતારી;
આપ્યા વેદ વિધાતૃ[1] ખેદકર, સંખાસુરને મારી. ૧
જલનિધિ મથતા સુરઅસુરનો, સફલ મનોરથ કીધો;[2]
કઠિન પીઠ અરણવ અંદરથી, મંદર ઉંચકી લીધો. ૨.
વિધિના સાથી વિધિ નાસાથી,[3] પ્રગટ્યા મખવપુ[4] ભાવ્યા;

---

૧. બ્રહ્મા. ૨. ચૌદ રત્નોમાંનાં કેટલાંએક દેવોને અને કેટલાંએક દૈત્યોને મળ્યાં, તેથી બંનેનો મનોરથ સફળ. ૩ વેદ વિધિના સાથી એવા ભગવાન્. વિધિ એટલે બ્રહ્માની નાસિકામાંથી એક અંગુઠાના અગ્ર જેટલું નાનું વરાહનું બચ્ચું નીકળી થોડાજ વખતમાં વધી બહુ મોટું થયું.

૪. યજ્ઞરૂપશરીર.

## ગ્રંથો.

### કુસુમ.

(જગતની માસે પ્રગટ થાયછે)

રચનાર

**પંચનદી ગટ્ટુલાલ ઘનશ્યામજી.**

વાર્ષિકલવાજમ ૩ાા રૂપિયા.

### વૈષ્ણવ-ગુરુ-ધર્મ કર્મ.

(શ્રીમદ દેવકીનંદનાચાર્યજી તથા પં. ગટ્ટુલાલજીના ધર્મબોધ વગેરે)

કીમત ૫ આના. પારટેજ ૧ આનો.

### પરમપદ બોધિની.

દરશન તેમજ રાજયોગની પ્રક્રીયાઓ સરલ ગુજરાતી ભાષામાં સમજાવનારો ગ્રંથ. કર્તા મહાત્મા નથુરામશર્માના ચિત્ર ચરિત્ર સાથે

કીમત ૧ા-રૂપિયો. પો૦ ૨ આના.

### પ્રેક્ષક નિત્યનોંધ.

અંગ્રેજી ગુજરાતી પાકની વાર્ષિક, ગુજરાતી, મરાઠી અને અંગ્રેજી ડાયરી એમાં તારિખ, તિથિ, વાર, નક્ષત્ર, તહેવાર, સૂર્યના ઉદયાસ્ત વગેરે આપતાં ઉપરાંત દરદિવસમાટે એકેક પૃષ્ઠ કોરું રાખવામાં આવ્યું છે.

કીમત નં. ૧ ની ાાઽ

„ નં. ૨ „ ાા

### પ્રિયંવદા.

(દર અંગ્રેજી માસે પ્રગટ થાયછે.)

તંત્રી.

**પ્રોફેસર મણીલાલ નભુભાઈ દ્વિવેદી**

વાર્ષિકલવાજમ રૂ. ૧)ૡ

### સુંદરી ગુણમંદિર.

બાલ્ય, યુવા અને વૃદ્ધા ત્રણે અવસ્થાના ધર્મ તથા વૈદક, બાળરક્ષણ વગેરે ૧૬ સ્ત્રી ઉપયોગી શૃંગારથી ભરેલું. આવૃત્તિ બીજી.

કીમત ૧૦ આના. પોસ્ટેજ ૨ આના.

### સંસ્કૃત ગુજરાતી વ્યાકરણ:

**રાવસાહેબ મયારામ શંભુરામનું બનાવેલું.**

કીમત ૬ આના. પો૦ ૧ આનો.

### સિકંદર નામું.

પ્રખ્યાત સિકંદર બાદશાહનું સંપૂર્ણ ચરિત્ર રચનાર—**ચુનીલાલ બાપુજી.** આ પુસ્તક સરકારે ઇનામ તથા લાયબ્રેરીમાં આપવા યોગ્ય ઠેરાવ્યુંછે.

**(આવૃત્તિ બીજી)**

કીમત ૧ા રૂપિયો પો૦ ૨ આના.

### બાદશાહ બીરબલ.

(રસિકવાર્તા ભા૦ ૧-૨)

કીમત ૪ આના પો૦ ૬ આના.

